મતની અસર સૈનિકોપર ઘણી થઇ. તેઓ સઘળા એકઠા થઇ પોતાની બેગમ સાથે રહી દુશ્મન સામે ઘણી બહાદુરીથી લડ્યા. દુશ્મનના ઘણા માણસો મરી ગયા, અને સંધ્યાકાળ થતાં મોગલ લશ્કરને પાછા હઠવું પડ્યું.

ચાંદબીબીના આ કૃત્યની સઘળા પ્રશંસા કરવા લાગ્યા. તે દિવસથી રૈયતે તેને 'ચાંદ સુલતાના'નું નામ આપ્યું. રાતો રાત તેણે તૂટેલી દીવાલ સમરાવી અને સૂર્યોદય થતાં આઠ ફૂટ દીવાલ ચણાઈ ગઇ. ત્યાર પછી તેણે પોતાના સરદારો જે દેશાવર હતા તેમને લડાઈ બાબત સંદેશા મોકલાવ્યા. તેઓ તેમની મદદે આવી પહોંચ્યા, એટલે મોગલોએ સંધિ કરી. આ પ્રમાણે આ બહાદુર રાણીએ પોતાના દેશનું રક્ષણ કરી તેનું સ્વતંત્રપણું જાળવી રાખ્યું.

---

## ૩૪. અકબર અને તેના મિત્રો.

અકબર વિદ્યા વિનોદી હતો અને વિદ્વાન પુરુષને પોતાના રાજ્યમાં ઘણું ઉત્તેજન આપતો. તેની નોકરીમાં દાખલ થનાર પહેલો હિંદુ ટોડરમલ હતો. તેનાપર રાજાનો પૂર્ણ વિશ્વાસ હતો. જમીનની માપણીનું તથા કર વેરા ઉઘરાવવાનું તેને ઘણા ઉંચા પ્રકારનું જ્ઞાન હતું. રાજદ્વારી ખાતામાં વપરાતી હિંદી ભાષા તેણે કઢાવી નાખી અને તેને બદલે શુદ્ધ ફારસી ભાષા દાખલ કરાવી. આથી સઘળા હિંદુઓ જે રાજ્યમાં ઉંચા દરજ્જાની પદવીની અભિલાષા રાખતા હતા તેમને ફારસી ભાષા શીખવી પડી. ટોડરમલ વિદ્વાન હતો એટલું જ નહિ પણ તે ઘણો બહાદુર હતો. બંગાળામાં ચાલતી એક લડાઈ દરમિઆન તે હાજર હતો. લડાઇમાં એક સરદાર માર્યો ગયો અને બીજાનો ઘોડો નાસી ગયો પણ ટોડરમલ પોતાની જગાએથી જરા પણ ખસ્યો નહિ. આથી મોગલ લશ્કર હારતું બચ્યું એટલું જ નહિ પણ તેને ફતેહ મળી.

અકબરના મિત્ર તરીકે અબુલ ફૈઝી અને અબુલ ફૅઝલ નામના બે ભાઇઓ ઘણા પ્રખ્યાત છે. તેઓ ઘણા વિદ્વાન હતા, અને તેમણે ઘણાં ઉત્તમ પ્રકારનાં પુસ્તક લખ્યાં છે. ફૈઝીની કવિતાની કીર્તિ અકબરના દરબારમાં ફેલાઇ તેથી રાજાએ તેને પોતાની પાસે બોલાવ્યો, અને ત્યારથી તેને પોતાના અંગતમિત્ર તરીકે પોતાની પાસે રાખ્યો. અબુલ ફૅઝલે 'આ-

ઇને અકબરી ' નામનું પુસ્તક રચ્યું છે, તે ઉપરથી ફૈઝી વાસ્તે ઘણી ખબર આપણને મળી શકે છે. તે સ્વભાવે ઘણો આનંદી હતો. ગરીબ તેમજ તવંગરને પોતાને ત્યાં બોલાવતો અને તેમનો આદર સત્કાર કરતો. તેણે ચુનાની દવાઓનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો અને તેનો લાભ સઘળાને તે મફત આપતો.

અબુલ ફઝલ પોતાના ભાઇ કરતાં ચાર વરસે નાનો હતો. પંદર વરસની ઉંમરે એણે ઘણીખરી ચોપડી વાંચી હતી. એક વખત એવું બન્યું કે એક ચોપડી જે ભાગ્યેજ વાચક વર્ગના હાથમાં આવી હતી તેનાં બધાં પાનાં અર્ધાં બળી ગયાં હતાં. અબુલ ફૈઝલને તે બળેલી ચોપડી આપવામાં આવી, અને બળી ગએલાં પાનાં પૂરાં કરવાનું તેને કહેવામાં આવ્યું. અબુલફૈઝલે તેમ કર્યું અને જ્યારે તેજ ચોપડીની બીજી નકલ અનાયાસે મળી આવી ત્યારે તેના ઉમેરેલા શબ્દો બરાબર મળતા આવ્યા. આથી તે કેટલો વિદ્વાન હતો તેનો તમને ખ્યાલ આવશે. અકબરને તેનાપર ઘણી પ્રીતિ હતી, પરંતુ તેના શાહજાદા સલીમને તેને માટે તેટલાજ પ્રમાણમાં તિરસ્કાર હતો. અંતે સલીમે આ વિદ્વાન પુરુષને મારી નખાવ્યો. અકબર આ ખબર સાંભળી ઘણો દિલગીર થયો અને તે બોલ્યો, "સલીમને જો પાદશાહ થવાની ઉમેદ હતી તો અબુલફઝલને બદલે મને મારી નાખ્યો હોત તો સારૂં થાત."

અકબર પોતાના મિત્રો સાથે પ્રેમાળ હતો એટલું જ નહિ પણ સર્વે મનુષ્યપર સમાનતાથી જોતો. હિંદુઓ પ્રત્યે તે સભ્યતાથી અને માયાળુપણે વર્તતો. તેના વખતમાં દરેક જણને પોતાની નજરમાં આવે તે ધર્મ પાળવાની છૂટ હતી. મુસલમાની ધર્મ ન માનનારા પાસે જજીયા વેરો લેવામાં આવતો તે તેણે રદ્દ કર્યો. જાત્રાળુઓ પરનો વેરો પણ તેણે માફ કર્યો. હિંદુસ્તાનમાં સતી થવાનો ચાલ હતો તે તેણે બંધ કરવા કોશિશ કરી. ટુંકમાં રૈયતના સુખ માટે અકબર બહુ કાળજી રાખતો હતો. રાજ્યનાં કામ નિયમસર અને સત્ય માર્ગે ચલાવતો. અકબરની રાજનીતિથી દેશમાં આબાદી થઈ અને બધે એક સરખી વ્યવસ્થા ફેલાઇ. સઘળા મોગલ રાજકર્તાઓમાં તે શ્રેષ્ઠ થઈ ગયો.

## ૩૫. જહાંગીર અને સર ટૉમસ રો.

### નૂરજહાં.

સલીમ જહાંગીર નામ ધારણુ કરી ગાદીએ બેઠા. તે કોઈ પ્રણુ રીતે પોતાના પિતા મહાન અકબર સાથે સરખાવી શકાય એવો નહોતો. પોતાનો વખત એશઆરામ અને આળસમાં કાઢતો. તેના રાજ્યની શરૂઆતમાં તેના પુત્ર ખુરમે બળવો કર્યો, પણુ તરતજ તે દાબી દેવામાં આવ્યો. ત્યાર પછી કાબૂલ, મેવાડ, બંગાળા અને દખ્ખણુમાં તેણે સવારીઓ મોકલી, અને ત્યાં વિજય મેળવ્યો. તેના પિતાની કબર આગ્રામાં હતી તેના ઉપર તેણે એક ભપકાદાર મકાન બંધાવ્યું. આસપાસ બગીચો કરાવ્યો અને તેમાં દાખલ થવા સુશોભિત દરવાજા તેણે ઉભા કર્યા. રસ્તામાં ઠામ ઠામ ઝાડો રોપાવ્યાં. આ સઘળો ફેરફાર તેણે કર્યો હતો, તે જોવા તે પોતે આગ્રા ગયો. ત્યાં આગળ એક રમુજી બનાવ બન્યો તેની વાર્તા નીચે પ્રમાણે છેઃ—

એક રાત્રે જહાંગીર પોતાના તંબુમાં નિશો કરી સુતો હતો એટલામાં તેણે શિયાળના અવાજ સાંભળ્યા. તેણે પોતાના દરબારીઓને પૂછ્યું, " આ જનાવરો શા માટે બરાડા પાડે છે અને તેમને શું જોઇએ છે " ત્યારે તેમણે જવાબ આપ્યો કે, " ખુદાવિંદ ! આપ અહીં આવેલા છો તે જાણી તેઓ આ સખત ટાઢમાંથી પોતાને બચાવવા આપને આજીજી કરે છે. " જહાંગીરને આ સાંભળી ઘણું લાગી આવ્યું અને તેમને વાસ્તે કેટલાંક ગરમ કપડાં તથા શાલ દુશાલા મોકલી આપ્યા; પરંતુ બીજી રાત્રે પણુ એવો જ અવાજ એણે સાંભળ્યો. તેનું કારણુ પૂછતાં એને એમ કહેવામાં આવ્યું, કે " સાહેબ ! ગઇ કાલના આપના ઉપકારના બદલામાં તેઓ આપને દુઆ દે છે." આ ઉપરથી તમને જણાશે કે જહાંગીર કેટલો બધો નીશો કરતો હતો !

સોળમા સૈકામાં યુરોપીઅન પ્રજા હિંદુસ્તાનમાં આવવા લાગી. પોર્ટુગીઝ પ્રથમ અહીં આવ્યા હતા. તેમના પછી હોલંડના લોકો તથા અંગ્રેજો પણુ વ્યાપાર અર્થે અહીં આવવા લાગ્યાં. ઈંગ્લંડના રાજા પહેલા જેમ્સે હિંદુસ્તાનની જાહોજલાલી વિષે ઘણું સાંભળ્યું હતુ તેથી સર ટૉમસ રો નામના પોતાના એલચીને જહાંગીરના દરબારમાં તેણે મોકલ્યો. તે ત્યાં ત્રણુ વર્ષ રહ્યો અને જે સઘળું તેણે જોયું તેની નોંધ તેણે લીધી છે. તે કહે છે, કે " જહાંગીરના વખતમાં રાજવ્યવસ્થા અકબરના જેવી નહોતી. દેશ લૂટારાથી ભરપૂર હતો, તેથી મુસાફરી કરવી બહુ કઠણુ પડતી હતી. વળી જહાંગીરને દારૂ પીવાનો ઘણો શોખ હતો. બેભાન થઈ ઢળી

પડતાં સુધી તે પીધાંજ કરતો. જો કે બીજાઓને દારૂ પીવાની સખત મનાઈ હતી. તે કેટલીક વખત ક્રૂરતાથી વર્તતો તોપણ તેનું અંતઃકરણ નિર્મળ હતું."

"જહાંગીરના જન્મ દિવસે તેની તુલા થતી, અને સોનું, રૂપું, કીનખાબ વગેરે કીમતી ચીજો ઉમરાવો અને બીજાઓને બક્ષીસ આપી દેવામાં આવતી. તે જ્યારે સવારીમાં ફરતો અને લડાઇમાં જતો ત્યારે બહુ દબદબો રાખતો, પણ અવ્યવસ્થા ઘણી માલૂમ પડતી. તેનો દરબાર ખટપટથી ભરપુર હતો. સઘળો કારભાર તેની બેગમ નૂરજહાં કરતી હતી. જ્યારે મેં પાદશાહ પાસે હિંદુસ્તાનમાં વેપાર કરવાની રજા માગી ત્યારે એવો જવાબ મળ્યો, કે રાજ્યનું કામ રાણી કરે છે માટે તેમને પૂછો."

નૂરજહાંનો બાપ તુર્કસ્તાનનો રહીશ હતો, પરંતુ ગરીબાઇને લીધે તેણે પોતાનો દેશ છોડયો અને અકબરના દરબારમાં દાખલ થયો. ત્યાં આગળ નૂરજહાં સલીમની નજરમાં આવી અને તેને જોઈ તે મોહિત થયો, પણ નૂરજહાંના લગ્ન શેર અફગાન નામના ઇરાની સરદાર સાથે કરવામાં આવ્યાં હતાં તેથી તે પોતાની ઇચ્છામાં ના ઉમેદ થયો. જેવો તે ગાદીએ આવ્યો કે તરતજ તેણે શેર અફગાનને મરાવી નખાવ્યો અને નૂરજહાં સાથે લગ્ન કર્યું. રાજ્યનો સઘળો કારભાર તેણે તેને સોંપી દીધો. તેના ભાઇ તથા બાપને દરબારમાં ઉંચી પદ્વી આપી. જહાંગીર તો એમજ કહેતો કે, "ઉત્તમ ખોરાક અને પીવાનો સારો દારૂ મને પુષ્કળ મળે એટલે બસ છે. મારી બેગમ ઘણી હોશિયાર છે. તે મારા કરતાં રાજવહિવટ સારો ચલાવશે."

નુરજહાંની સત્તા જહાંગીર પર કેટલી હતી તે નીચે લખેલી વાર્તા ઉપરથી સ્પષ્ટ સમજાશેઃ—

નુરજહાંને એક દિવસ પાદશાહ સાથે કજીઓ થયો. પાદશાહે તેને ઘણી સમજાવી પણ સઘળું વ્યર્થ ગયું. તેણે એવીજ હઠ લીધી કે "તમે પગે પડી મારી માફી માગો." પાદશાહે તેમ કરવા ના પાડી; કારણ કે તે જાણતો હતો કે જો હું એમ કરીશ તો લોકોમાં હલકો પડીશ અને મારી નિંદા થશે. આથી એક વૃદ્ધ ડોસી હતી તેની પાસે તે ગયો અને તેની સલાહ પૂછી. તેણે કહ્યું કે, "તમે તમારી બેગમને આજે બાગમાં મળજો અને તેની પાસે તમે આવો ત્યારે એટલુ ધ્યાનમાં રાખજો કે તમારો ઓળો એના પગ પર પડે. પાદશાહ બાગમાં ગયો અને સંકેત પ્રમાણે પેલી ડોસી નૂરજહાંને પણ ત્યાં લાવી. પાદશાહનો ઓળો નુરજહાંના પગપર પડયો એટલે તે બોલ્યો, "જો અમારો આત્મા પણ તારા પગમાં પડી નમે છે." આ પ્રમાણે નુરજહાંના મનનું સમાધાન થયું.

નુરજહાં જેવી ખુબસૂરત હતી તેવીજ હોશિયાર હતી. તેણે કેટલીક વખત જહાંગીરને લડાઈ દરમિઆન ઘણી મદદ કરી હતી. પાદશાહ કાશ્મીર ગયો ત્યાં તે માંદો પડયો, અને ઇ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો. ત્યારપછી નુરજહાં રાજદ્વારી બાબતોમાંથી દૂર ખસી ગઇ. તેને પેન્શન બાંધી આપવામાં આવ્યું તેનાપર તેણે પોતાનું ગુજરાન ચલાવી જિંદગી પૂરી કરી.

---

## ૩૬. શાહજહાં અને તેનું મયૂરાસન.

### તાજમહેલ.

ખુરમ શાહજહાં નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ આવ્યો. એના પિતાની પેઠે રજપૂત લોહી એના શરીરમાં વહેતું હતું. ગાદીએ આવતા પહેલાં કેટલાક તેની ઇર્ષ્યા કરતા અને કેટલાક તેની ખુશામત કરતા હતા; પરંતુ કોઇ પણ તેને અંતઃકરણ પૂર્વક ચહાતું નહિ. પછીથી શાહજહાંની રીતભાતમાં ઘણો ફેરફાર થયો. તે સઘળાનો સત્કાર કરતો અને તેમની વાત સાંભળી વાજબી ન્યાય આપતો. લોકોને જ્યારે માંહોમાંહે કજીઆ થતો ત્યારે તેઓ પાદશાહ પાસે ફેંસલો કરાવવા જતા. એક ઘણા રમુજી મુકદમાનો કરેલો ફેંસલો અહીં આપેલો છે.

દિલ્હી શહેરમાં ચાર વેપારીની સહીઆરી એક દુકાન હતી. દરેક વેપારી દુકાનના કામકાજ પર વારાફરતી ધ્યાન આપતો, દીવામાં તેલ પૂરતો તથા દુકાનની પાળેલી બિલાડીને ખાવાનું નાખતો. જેના વારા દરમિઆન બિલાડી મરી જાય તેણે બીજી બિલાડી લાવવી એવી શરત સર્વે કબૂલ કરી હતી. એક દિવસે એવું બન્યું કે બિલાડીનો એક પગ ભાંગી ગયો. તેની સારવાર કરવાનું કામ સરત પ્રમાણે જેનું હતું તેણે ઉઠાવી લીધું પણ ખર્ચ માટે પોતાના ભાગીઆઓને કહ્યું, પણ તેઓએ ના પાડી તેથી તેણે તેને પગે પાટો બાંધ્યો. ત્યાર પછી આમ તેમ ફરતાં રાત્રે બિલાડી દીવા સાથે અથડાઇ, દીવો ઢળી ગયો અને દુકાનમાં આગ લાગી, અને તેની અંદરનો સઘળો સરસામાન બળી ગયો. હવે આ બાબત ઝગડો ઉત્પન્ન થતાં સઘળા ન્યાયની અદાલતમાં ગયા. ત્યાં એવો ઇન્સાફ આપવામાં આવ્યો કે જે પુરુષના વખતમાં બિલાડીનો પગ ભાંગી ગયો હતો તેણે સઘળું નુકશાન ખમવું; પણ શાહજહાંને આ વાતની ખબર પડી ત્યારે તેણે કહ્યુંકે "ભાંગેલો પગ ચાલી શકે એમ નહોતો, પણ ત્રણ સાજા પગ બિલાડીને ત્યાં લઇ ગયા અને તેમણે આ નુકશાન કર્યું છે માટે બિલાડીની સારવાર કરનાર

સિવાયના ત્રણ વેપારીઓએ નુકશાન વેઠવું જોઇએ." આ પ્રમાણે વેપારીઓની ભર કચેરીમાં હાંસી કરી તેણે તેમને કાઢી મૂકયા.

શાહજહાંને જાહોજલાલી અને ભપકાનો ઘણો શોખ હતો; તેથી દબદબા ભર્યા દરબારો તે ભરતો અને અદ્‌ભુત શોભાવાળાં મકાનો બંધાવતો. ટેવર્નિઅર નામે એક ફ્રાંસનો મુસાફર જે હિંદુસ્તાનમાં આવ્યો હતો તે પાદશાહના દરબારનું વર્ણન આપતાં લખે છે કે આ ભવ્ય અને વિશાળ દિવાનખાનું ત્રણ બાજુએ ખુલ્લુ છે અને ચાર ફૂટ ચોરસ એવા બત્રીસ આરસના સ્તંભ ઉપર કમાનો વાળેલી છે. દિવાનખાનાની વચમાં એક તખ્ત નાખેલું હતું એના પર બેસી પાદશાહ રૈયતની દાદ ફરિયાદ સાંભળતો. એ તખ્તનું નામ 'તખ્તે તાઉસ' એટલે મયૂરાસન છે. તે છ ફૂટ લાંબુ અને ચાર ફૂટ પહોળું છે. તેને વીસ પચીસ ઈંચ ઉંચા એવા ચાર પાયા છે, અને તેના ઉપર એક ચોકઠું મૂકી તે ઉપર તખ્ત ગોઠવેલું છે. પાયા સોને મઢેલા છે અને તેમાં હીરા, માણેક, તથા પાનાં જડેલાં છે. કેટલેક ઠેકાણે સોનામાં મોતી પણ બેસાડેલાં છે. એ સિંહાસન પર ચઢવા માટે પગથીઆં છે તે સર્વે જવાહીરથી જડેલાં છે. ઘુમટના અંદરના ભાગમાં હીરા અને મોતી જડેલાં છે, અને ચોતરફ મોતીનાં તોરણ છે. એ આખા તખ્તનો કીમતીમાં કીમતી ભાગ છે. ઘુમટ ઉપર એક કળા કરેલો સોનાનો મોર બેસાડેલો છે. તેમાં ભાતભાતનાં જવાહીર જડેલાં છે અને તેમાં ઘણી કારીગીરી કરેલી છે. આ તખ્તની કિંમત લગભગ ૯ કરોડ રૂપીઆ ગણવામાં આવે છે. ઇ. સ. ૧૭૩૮ માં ઈરાનનો નાદીરશાહ હિંદ પર ચઢી આવ્યો ત્યારે એ તખ્ત લઇ ગયો.

આ ઉપરાંત શાહજહાંએ ઘણાં કિમતી મકાનો બંધાવ્યાં. તેની વહાલી બેગમ મુમતાજ મહાલ જ્યારે મરણ પામી ત્યારે તેણે તેને વચન આપ્યું હતું કે હું તારી કબર પર એક રોજો બંધાવીશ. તે પ્રમાણે ઘણા પૈસા ખરચી તાજમહેલ નામનો એક ઘણો સુંદર રોજો તેણે તેની કબર પર બંધાવ્યો. તેનો બાંધનાર મુખ્ય કારીગર વેનિસનો હતો. જમના નદીને કિનારે આગ્રામાં તે આવેલો છે, અને જાણે હમણાંજ બાંધ્યો હોય તેવો તે તદન નવો દેખાય છે. તેમાં સફેદ આરસપહાણના પત્થર વાપરેલા છે તેથી ચાંદની વખતે બહુ રમણીય લાગે છે. તે બાંધતાં લગભગ ૨૦ વરસ લાગ્યાં અને ૩૦ લાખ રૂપીઆ ખર્ચ થયો હતો એમ કહેવાય છે. વળી શાહજહાંએ દિલ્હીમાં જુમા મસ્જિદ અને આગ્રામાં મોતી મસ્જિદ બંધાવી.

શાહજહાંની પાછલી જિંદગી બહુ ફિકર ચિંતામાં ગઈ. તેણે પોતાના ચાર પુત્રોને જુદા જુદા પ્રાંતોના હાકેમ બનાવ્યા હતા. તેમણે જ્યારે એમ જાણ્યું કે તેમનો પિતા માંદો છે અને સારૂં થાય એવું નથી ત્યારે તેઓ ગાદીને વાસ્તે માંહોમાંહે લડવા લાગ્યા. ઔરંગઝેબ સૌથી જબરો, લુચ્ચો, લોભી અને ઘાતકી હતો. તેણે ભાઇઓને મારી નાખ્યા અને પિતાને કેદમાં નાખી પોતે ગાદીપર બેઠો.

---

## ૩૭. ઔરંગઝેબ.

ઔરંગઝેબ આલમગીરનો ઇલકાબ ધારણ કરી ઈ. સ. ૧૬૫૮ માં ગાદીએ આવ્યો. તેણે ૫૦ વર્ષ હિંદુસ્તાનમાં રાજ્ય કર્યું. તેની જિંદગીનો મુખ્ય ઉદ્દેશ ઇસ્લામ ધર્મ સર્વત્ર ફેલાવવાનો હતો. તે જ્યારે નાનો હતો ત્યારે તેણે ફકીરની જિંદગી ગુજારી હતી અને ગાદીએ આવ્યા પછી એક ચુસ્ત મુસલમાન તરીકે તે વર્તવા લાગ્યો. હિંદુઓને તેણે બહુ હેરાન કર્યા અને તેમનાં દેવાલયો તોડી પાડયાં. ઇસ્લામ ધર્મમાં ‘ સુન્ની ’ અને ‘ શિયા ’ એમ બે પંથ છે. તે સુન્ની પંથનો હતો તેથી શિયા પંથના મુસલમાનો તેના પંથમાં જોડાય એવી તેની ઇચ્છા હતી. પોતાના ધર્મનું પુસ્તક કુરાન તેને મોઢે આવડતું હતું અને તેમાં લખેલી દરેક આજ્ઞા તે પાળતો હતો. દરેક માણસે કાંઇક ઉદ્યમ કરી પોતાનો નિર્વાહ કરવો જોઇએ એવું કુરાને શરીફમાં લખ્યું છે તેથી તે નવરાસનો વખત ટોપીઓ બનાવવામાં ગાળતો. પ્રાર્થનાનો વખત તે કદી પણ ચૂકતો નહિ. એક લડાઈ દરમિઆન સાંજ પડી એટલે તરતજ પોતાના ઘોડા ઉપરથી તે ઉતરી પડયો અને જેમ મસ્જિદમાં નિમાઝ પઢતો હોય તેમ નિર્ભય રીતે તે લડાઇના મેદાનમાં તે નિમાઝ પઢવા લાગ્યો.

અકબરે રજપુતોને પોતાના મિત્ર બનાવ્યા હતા, અને પોતાના રાજ્યમાં તેમને મોટી મોટી પદવીઓ આપી હતી. ઔરંગઝેબની વર્તણુક તેમના તરફ ઘણાજ જુદા પ્રકારની હતી. તેણે તેમને ઉંચી જગાઓમાંથી કાઢી મૂકયા. અકબરે જજિયા કે ધર્મ વેરો બંધ કર્યો હતો તે તેણે પાછો ચાલુ કર્યો. આ પ્રમાણે હિંદુઓને હરકોઇ બહાને તે દુઃખ દેવા લાગ્યો. જોધપુરના રજપુત રાજાએ આ સબંધમાં ઔરંગઝેબને એક પત્ર લખ્યો. તેમાં તેણે લખ્યું કે, “ સઘળા મનુષ્યનો ઇશ્વર એકજ છે. તમારા પૂર્વજો તે પ્રમાણે ગણતા અને સઘળા સાથે પ્રેમભાવથી વર્તતા, પણ તમે તો હિંદુ પ્રજાને પગ તળે છુંદી નાખો છો.” પરંતુ આ શિખામણની તેનાપર કશી અસર થઈ નહિ,

તે સખત હૃદયનો અને નિર્દય હતો તેથી બધા તેનાથી ડરતા. તેનાં પોતાનાં છોકરાં પણ તેનાથી ઘણાં બીતાં હતાં. તે જ્યારે ગાદીએ બેઠો ત્યારે તેનો નાનપણનો શિક્ષક ઇનામની આશાથી તેની પાસે ગયો. પાદશાહે તેને કાંઇ પણ આપ્યું નહિ; પરંતુ તેને સપડાવ્યો અને કહ્યું, કે "તમે મને વાંચતાં લખતાં અને કુરાન પઢતાં શીખવ્યું છે; થોડું ઘણું અરબી ભાષાનું જ્ઞાન આપ્યું છે, પણ એશિઆ તથા યુરોપ ખંડની ભૂગોળ બિલકુલ શીખવી નથી." શિક્ષકને આ શબ્દ સાંભળી બહુ લાગી આવ્યું પણ સત્તા આગળ શાણપણ નકામું છે એમ સમજી તે મૂંગો રહ્યો.

મોગલ પાદશાહો દખ્ખણમાં પોતાના રાજ્યનો વિસ્તાર કરવા ઇચ્છતા હતા. અકબરે પણ ત્યાં રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો હતો. ચાંદબીબી સાથેનું યુદ્ધ તમે આગળ વાંચી ગયા છો. ઔરંગઝેબ લડાઇમાં બહુ બહાદુર હતો તેથી દખ્ખણમાં આવેલાં બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્ય જીતવા તેણે નિશ્ચય કર્યો. દિલ્હીથી એક મોટું લશ્કર લઈ તે તરફ વધ્યો. તે વખતે આગગાડી જેવાં સાધનો નહોતાં તેથી કૂચ કરતાં તેને ઘણો વખત લાગ્યો. રસ્તામાં ઘણી હાડમારી વેઠવી પડી; પરંતુ તે હિંમત હાર્યો નહિ. દખ્ખણમાં તે અંતે પહોંચ્યો અને ત્યાં ૨૫ વર્ષ ગાળ્યાં. બિજાપુર અને ગોવળકોંડાના મુસલમાન સુલતાન ઘણા બહાદુર હતા તેથી તેઓ તેને સહેલાઇથી તાબે થયા નહિ. તેમના કિલ્લા ઘણા મજબૂત હતા, પરંતુ ઔરંગઝેબે તેમના કેટલાક માણસોને ફોડ્યા અને દગલબાજીથી તેમને હરાવ્યા.

દખ્ખણની જીત પછી તેની જિંદગી બહુ દુઃખી અવસ્થામાં ગઇ. પશ્ચિમઘાટમાં રહેનાર મરાઠા તેની સામે થયા, અને તેમની સામે લડવામાં એની પાછલી જિંદગી પૂરી થઇ. ઈ. સ. ૧૭૦૭ માં જિંદગીથી કંટાળી તે મરણ પામ્યો. મરતાં પહેલાં પોતાના પુત્રને તેણે એક પત્ર લખ્યો કે, "હું રાજ્યના રક્ષક તરીકે વર્ત્યો નથી. મારો કાળ નજીક આવ્યો છે, અને મારાં કરેલાં પાપ હું મારી સાથે લેતો જઇશ. પરલોકમાં મારાં કૃત્ય વાસ્તે પરવર દિગાર મને કેવી શિક્ષા કરશે તે હું જાણતો નથી."

---

## ૩૮. નાદીરશાહ અને મોગલ રાજ્યની પડતી.

ઔરંગઝેબના મરણ પછી એનો છોકરો બહાદુરશાહ ગાદીએ આવ્યો, પણ તેણે બહુજ થોડો વખત રાજ્ય કર્યું. તેના પછી બે ત્રણ મોગલ રાજાઓ થઇ ગયા પણ તેઓ બહુજ નબળા માલમ પડયા. તેમના વખ-

તમાં રાજ્યના અમીરોની સત્તા બહુ વધી અને તેઓ પોતાનુંજ ધાર્યું કરતા. ઈ. સ. ૧૭૧૯ માં એટલે ઔરંગઝેબના મુઆ પછી બાર વર્ષે મહંમદશાહ નામનો મોગલ પાદશાહ ગાદીએ આવ્યો. તેણે લગભગ ૩૦ વર્ષ રાજ્ય કર્યું. તેના અને તેના વંશજોના રાજ્ય દરમિઆન મોગલ રાજ્યની પડતી શરૂ થઈ. મોગલ રાજ્યના સઘળા સુબેદાર સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા. મોગલ પાદશાહને તેઓ ખંડણી મોકલતા પરંતુ પોતાના પ્રાંતમાં મોગલ પાદશાહની હકુમત બિલકુલ ચાલવા દેતાં નહિ. તે ઉપરાંત મરાઠાની સત્તા બહુજ વધી હતી. તેઓ દિલ્હી સુધી પહોંચ્યા હતા અને મહંમદશાહ પાસેથી દક્ષિણમાં ચોથ ઉઘરાવવાની પરવાનગી મેળવી હતી.

આવા અંધાધુંધીના સમયમાં જ્યારે મહંમદશાહ રાજ્ય કરતો હતો ત્યારે નાદીરશાહ નામનો એક ઇરાની સરદાર અફ્ગાનોનું મોટું લશ્કર લઇ હિંદુસ્તાનમાં આવ્યો. ખૈબરઘાટમાં થઇ, પંજાબમાં તે દાખલ થયો અને ત્યાંથી દિલ્હીપર ચઢી આવ્યો. તેનો મુખ્ય હેતુ હિંદુસ્તાનમાંથી ધન મેળવવાનો હતો. તેણે કહ્યું કે “મને પુષ્કળ પૈસો મળશે તો હું દિલ્હી શહેરને નુકસાન કરીશ નહિ.” પરંતુ દિલ્હી શહેરના કેટલાક વતનીઓએ રાતમાં તેના થોડા માણસોને મારી નાખ્યા. આથી નાદીરશાહ ક્રોધે ભરાયો અને પોતાના માણસોને દિલ્હી લૂંટવાનો તથા શહેરીઓને મારી નાખવાનો હુકમ કર્યો. તેના માણસોએ આખો દિવસ કતલ ચલાવી, ઘરો બાળી મૂક્યાં, અને જે કાંઇ હાથમાં આવ્યું તે સઘળું કબજે કર્યું. અંતે મહંમદશાહે તેને બહુ કાલાવાલા કર્યા ત્યારે તેણે પોતાના માણસોને આ અઘોર કૃત્ય કરતાં અટકાવ્યા.

નાદીરશાહે હિંદુસ્તાનમાંથી અખૂટ ધન મેળવ્યું. શાહજહાંનું મયૂરાસન, ઘરેણાં, હાથી, ઘોડા, તોપો વગેરે ઘણી કિમતી ચીજો તે ઈરાન લઇ ગયો. આ હુમલાથી મોગલ રાજ્ય તદન પડી ભાંગ્યું. જુદા જુદા પ્રાંતોના સુબેદાર અને નવાબો જે થોડી ઘણી ખંડણી મોગલ પાદશાહને ભરતા હતા તે તેમણે બંધ કરી. વળી મરાઠાનું જોર ઘણું વધ્યું. તે ઉપરાંત અંગ્રેજો દક્ષિણ હિંદમાં અને બંગાળામાં વધતા હતા તેમની સામે થવાનું મોગલોમાં સામર્થ્ય રહ્યું નહિ. આ પ્રમાણે મોગલ રાજ્યનો અંત આવ્યો, જો કે નામનો મોગલ પાદશાહ તો ઇ. સ. ૧૮૫૭ સુધી દિલ્હીમાં માલમ પડતો હતો. તેનું નામ મહંમદ બહાદુરશાહ હતું. તેણે ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો તેથી તેને બ્રહ્મદેશમાં દેશનિકાલ કરવામાં આવ્યો.

# ભાગ ૩ જો.

# અર્વાચીન હિંદ–બ્રિટિશ સત્તા.

## ૩૯, શિવાજી અને ઔરંગઝેબ.

હિંદની પશ્ચિમે જે ભાગ હાલમાં મુંબઇ ઇલાકો કહેવાય છે તેમાં તાપી અને કૃષ્ણા નદીની વચ્ચે આવેલા ડુંગરી મુલકમાં મરાઠા લોક રહેતા હતા. રજપૂતોની પેઠે તેઓ જન્મથીજ લડવૈયા નહોતા. તેઓ ખેતી અને બીજો ધંધો કરતા; પરંતુ અવકાશના વખતમાં લશ્કરી તાલીમ લેતા અને લાગ આવે દુશ્મન પર છાપો મારી તેમને લૂંટતા. તેઓ સાધારણ બાંધાના હતા. તેમની અને રજપૂતોની લડવાની રીતમાં ફેર હતો. કીર્તિ મેળવવા રજપૂતો મોતની જરા પણ દરકાર રાખ્યા વગર દુશ્મન પર ધસી જતા, પરંતુ મરાઠાઓ વખત વિચારી જતા; જો તેમને એમ લાગે કે દુશ્મન પોતાના કરતાં વધારે બળવાન છે તો તેઓ તાત્કાળિક પાછા હઠી જતા અને દાવ આવે તેના પર સખત હલ્લો કરવા ચૂકતા નહિ.

આની પ્રજાનો સરદાર શિવાજી હતો. ઇ. સ. ૧૬૨૭માં જુન્નરના કિલ્લામાં તેનો જન્મ થયો હતો. તેના પિતા બિજાપુરના રાજાની નોકરીમાં હતા તેમણે એને પૂનામાં દાદાજી કોંડેવ નામના એક બ્રાહ્મણના ઘરમાં ઉછેર્યો હતો. ત્યાં તેણે હિંદુ ધર્મ સંબંધી સારૂં જ્ઞાન મેળવ્યું. નાનપણમાં તેને રામાયણ અને મહાભારતની કથા સાંભળવાનો ઘણો શોખ હતો, અને જ્યારે તે મોટો થયો ત્યારે એક બહાદુર સરદાર તરીકે તેણે નામના મેળવી. વીસ વરસની વયે તેણે પુરંધરનો ડુંગરી કિલ્લો તાબે કર્યો. આથી તેની કીર્તિ ઘણી ફેલાઇ.

બિજાપુરના સુલતાને અફઝલખાન નામના સરદારના હાથ નીચે તેની સામે એક મોટું લશ્કર મોકલ્યું. મહાબળેશ્વરની પાસે પ્રતાપગઢના કિલ્લા આગળ અફઝલખાનનું લશ્કર આવી પહોંચ્યું. જ્યારે તેને માલુમ પડયું કે દુશ્મનનું લશ્કર ઘણું મોટું છે ત્યારે તેણે એવું કહેવડાવ્યું કે જો ખાન એકલો હથિયાર વગર મને મળવા આવે તો હું શરણ થઇશ. ખાને તેના શબ્દ પર ભરોસો મૂકયો અને મળવા ગયો. એવું કહેવામાં આવે છે કે શિવાજીએ હાથમાં કપડા નીચે વાઘનખ સંતાડી રાખ્યા હતા.

અને શરીરપર પોતાના જામા તળે લોઢાનું બખ્તર પહેર્યું હતું. જેવો ખાન તેની પાસે આવ્યો કે તરતજ તે તેના પર તૂટી પડયો અને વાઘનખ તેના શરીરમાં તેણે ભોંકી દીધા. આ પ્રમાણે કપટથી અફઝલખાનને તેણે માર્યો. કેટલાક ઇતિહાસકારોનું એવું કહેવું છે કે પોતાના બચાવ અર્થે તેણે તેને મારી નાખ્યો. ગમે તેમ હોય તોપણ આ કલંક તેને માથે આવ્યું.

આ વખતે દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ પાદશાહ હતો. શિવાજીની સત્તા દિનપ્રતિદિન વધતી જોઈ તેણે શાઇસ્તખાન નામના પોતાના દખ્ખણના સુબાને તેની સામે લડવા મોકલ્યો. શિવાજીના પ્રદેશમાં જઇ તેણે પૂના શહેર લઈ લીધું. આથી શિવાજી સિંહગઢ નાસી ગયો; પરંતુ વીસ પચીસ માણસો સાથે રાતની વખતે એક વરઘોડામાં સામેલ થઈ પૂનામાં દાખલ થયો અને જે ઘરમાં શાઇસ્તખાનનો ઉતારો હતો ત્યાં તેણે હલ્લો કર્યો. શાઇસ્તખાન જીવ લઇને નાઠો પણ નાસતાં નાસતાં તેની બે આંગળીઓ કપાઈ ગઇ. ત્યાંથી શિવાજી સુરત ગયો. સુરત તે વખતે ઘણું સમૃદ્ધિવાન શહેર હતું, તેથી છ દિવસ સુધી તેણે લૂંટયું. ત્યાંથી ઘણું ધન લઇ તે રાયગઢ ગયો અને પોતાને રાજા કહેવડાવવા લાગ્યો.

અત્યાર સુધી ઔરંગઝેબ શિવાજીને એક " ડુંગરના ઉંદરડા " જેવો તુચ્છ ગણતો હતો, પણ અંતે તે પોતાની ભૂલ સમજ્યો અને તેને દિલ્હી આવવા આમંત્રણ કર્યું. શિવાજીને આમંત્રણ સ્વીકાર્યા વિના છૂટકો નહોતો કારણ કે ઔરંગઝેબે તેની સામે એક મોટું લશ્કર રાજા જયસિંહ સાથે મોકલ્યું હતું. શિવાજી દિલ્હી પહોંચ્યો પરંતુ ત્યાં તેનું એવું અપમાન કરવામાં આવ્યું કે તેણે ત્યાંથી નાસી જવાના ઉપાયો શોધવા માંડયા. દિલ્હીનાં હવા પાણી પોતાના માણસોને અનુકૂળ નથી એવું બહાનું કાઢી તેમને તેણે પ્રથમ વિદાય કર્યા; પછી લાગ આવ્યો ત્યારે પોતે અને પોતાનો પુત્ર મીઠાઈના ટોપલામાં બેસી મોગલ સિપાઇઓની આંખમાં ધૂળ નાખી નાસી ગયા. રસ્તે અનેક વેષ બદલી તેઓ ઈ. સ. ૧૬૬૬ માં રાયગઢપહોંચ્યા. ત્યાં જઇ શિવાજીએ બિજાપુર અને ગોવળકોંડા પાસેથી ખંડણી મેળવી અને દક્ષિણમાંના મોગલ પ્રાંત પાસેથી ચોથ ઉઘરાવવાનું તેણે શરૂ કર્યું.

આ પ્રમાણે જીત મેળવી પોતાના રાજ્યની તે સુવ્યવસ્થા કરવા લાગ્યો. તેની રાજનીતિનાં કેટલાંક સ્વરૂપ હાલની બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં જોવામાં આવે છે. તેણે મરાઠી રાજ્યનો એવો મજબૂત પાયો નાખ્યો કે તેના મરણ પછી તે રાજ્ય ઘણાં વર્ષ સુધી ટકી રહ્યુ. શિવાજીએ હિંદુ સત્તા ફરીથી જમાવી હિંદુ ધર્મ વાસ્તે તે ઘણો મગરૂર હતો છતાં બીજા

ધર્મના લોકોને તે હેરાન કરતો નહિ. સ્વભાવે તે ઘણો માયાળુ હતો. ઔરંગઝેબ તેનાં વખાણ કરતાં કહે છે કે, "હું વીસ વર્ષ થયાં તેની સામે લડું છું, તોપણ તે પોતાનું રાજ્ય વધારતોજ જાય છે. એ ખરેખર ઘણો બહાદુર સરદાર છે. એના સિવાય બીજો કોઇ પણ પુરુષ આ સમયે હિંદુરાજ્ય સ્થાપવા શક્તિમાન થાત નહિ." આટલી બધી મુશ્કેલી વચ્ચે અને ઔરંગઝેબ જેવો બહાદુર પાદશાહ દિલ્હીની ગાદીએ હતો તે વખતે એક જબરૂં રાજ્ય તે સ્થાપી શક્યો તેજ બતાવી આપે છે કે તેનામાં અલૌકિક શક્તિ હતી. ઇ. સ. ૧૬૮૦માં ૫૩ વર્ષની ઉંમરે તે મરણ પામ્યો.

---

## ૪૦. બીજો પેશ્વા બાજીરાવ અને મરાઠા રાજ્યની વૃદ્ધિ.

શિવાજીના મરણ પછી એનો છોકરો શંભાજી ગાદીએ આવ્યો. પોતાના પિતાની પેઠે તેનામાં ધાર્મિક વૃત્તિ કે સ્વદેશાભિમાન એ બેમાંનું કાંઇ પણ નહોતું. જ્યારે તેને નવરાસ મળતી ત્યારે તે પોતાનો વખત મોજશોખમાં ગાળતો; રૈયતની દાદ ફરિયાદ કાંઈ સાંભળતો નહિ. એની નબળાઇનો લાભ લઇ ઔરંગઝેબે તેને કેદ કર્યો, અને કહ્યું કે, "તું જો હિંદુ મટી મુસલમાન થાય તો હું તારી જિંદગી બચાવીશ." પરંતુ તેણે એવો અપમાન ભરેલો જવાબ આપ્યો કે પાદશાહ ઘણો ક્રોધે ભરાયો અને તેને મારી નાખ્યો. તેના પુત્ર શાહુને પાદશાહ દિલ્હી લઇ ગયો અને પોતાને ત્યાંજ ઉછેર્યો.

ઇ. સ. ૧૭૦૮ માં શાહુ પોતાના પિતાની ગાદીએ આવ્યો. મોગલ પાદશાહના જનાનખાનામાં ઉછર્યો હતો તેથી આળસ તથા મોજશોખના દુર્ગુણ તેનામાં આવ્યા હતા. મરાઠા જેવી શૂરવીર પ્રજા ઉપર અમલ ચલાવવા તે કોઇ પણ રીતે લાયક નીવડ્યો નહિ. મરાઠા રાજ્યનો અંત એનાજ વખતમાં આવી જાત, પરંતુ બાલાજી વિશ્વનાથ નામના તેના પ્રધાન અથવા પેશ્વાએ રાજ્ય ટકાવી રાખ્યું. તેણે રાજ્યની સુવ્યવસ્થા કરી અને દિલ્હીના પાદશાહ પાસેથી આખા દક્ષિણમાં ચોથ ઉઘરાવવાની સત્તા મેળવી. ઇ. સ. ૧૭૨૦ માં તે મરણ પામ્યો પણ પેશ્વાની પદવી વંશપરંપરા તેનાજ કુટુંબમાં રહેવી જોઇએ એવું નક્કી કરી મરી ગયો.

બીજો બાજીરાવ પેશ્વા તરીકે રાજવહિવટ કરવા લાગ્યો. તેણે

મોગલ રાજ્યની નિર્બળતા જોઈ ઉત્તર હિંદુસ્તાનમાંજ તેમને હરાવવા એવો નિશ્ચય કર્યો. તે બોલ્યો કે, " આપણે સડેલા થડનેજ તોડી પાડો એટલે એની ડાળીઓ આપો આપ તૂટી પડશે. "

તેણે મરાઠા સરદારોને જુદી જુદી દિશાઓમાં ચોથ ઉઘરાવવા મોકલ્યા. આથી તેમને માંહોમાંહે લડવાનો અવકાશ રહ્યો નહિ, પરંતુ પોતાની સત્તા વધારવાની તક મળી. તેમણે મોગલ પાદશાહના કેટલાક સુબેદારો અને નવાબોને કાઢી મૂક્યા અને તેમના પ્રાંતો તેઓ પચાવી પડયા. આ રીતે પાંચ મોટાં મરાઠી રાજ્ય બન્યાં. પૂનામાં પેશ્વાઓએ પોતાની ગાદી સ્થાપી, અને ગુજરાતમાં ગાયકવાડ નામે એક મરાઠા સરદારે રાજ્ય કરવા માંડયું. વળી સિંધીઆ અને હોલકરે અનુક્રમે ગ્વાલિયર અને ઇંદોરમાં પોતાની રાજગાદી રાખી, અને ભોંસલે નામનો સરદાર વરાડમાં રાજ્ય કરવા લાગ્યો.

આ પ્રમાણે મરાઠા રાજ્યનાં પાંચ જુદાં જુદાં રાજ્ય થયાં પણ તેઓ પેશ્વાની સર્વોપરી સત્તા સ્વીકારતા હતાં, અને જરૂરની વખતે એકત્ર થઇ દુશ્મનની સામે લડવા જતાં. જ્યાં સુધી બાજીરાવ પેશ્વા તરીકે રહ્યો ત્યાં સુધી મરાઠાઓની સત્તા ઘણી બળવાન રહી.

તેણે માળવા પર ચઢાઈ કરી. મોગલ રાજ્યનો ત્યાંનો સુબેદાર રાજા જયસિંહ તેની સામે ટકી શક્યો નહિ. મોગલ પાદશાહની સંમતિથી તેણે તે દેશ તેને આપી દીધો. બાજીરાવ તે પછી દિલ્હી તરફ વધ્યો અને શહેરના પાદરે તેણે પડાવ નાખ્યો. મોગલ પાદશાહે અસફજાહ જે પહેલાં તેનો સુબેદાર હતો પણ પાછળથી હૈદરાબાદનો નિઝામ થઇ પડયો હતો તેને મદદ વાસ્તે લખ્યું. અસફજાહ તેની મદદે આવ્યો પરંતુ મરાઠાઓની યુદ્ધ કળા આગળ તેનાથી ટકી શકાયું નહિ. બાજીરાવે તેનાં ખોરાકીનાં સાધન આવતાં અટકાવ્યાં અને તેના સિપાઇઓ ભૂખમરાથી મરવા લાગ્યા. અંતે અસફજાહે સંધિ કરી અને નર્મદા અને ચંબલ નદીની વચ્ચેનો પ્રદેશ તેણે તેને આપ્યો. તે ઉપરાંત મોગલ પાદશાહ પાસેથી લડાઈના ખર્ચ બદલ ૫૦ લાખ રૂપીઆ અપાવવા તેણે તેને વચન આપ્યું.

બાજીરાવ પોતે એક બહાદુર લડવૈયો હતો. તેનામાં રાજ્ય ચલાવવાની કુશળતા ઘણી હતી. તેણે જુદા જુદા મરાઠા રાજ્યની હદ બાંધી અને તેમને એકત્ર રાખી શક્યો તેજ બતાવી આપે છે કે તે ઘણા ઉંચા પ્રકારનો રાજનીતિજ્ઞ પુરુષ હતો. તેનો મુખ્ય ઉદ્દેશ મરાઠાની સત્તા વધારવાનો તથા મરાઠા રાજ્યને ચક્રવર્તિ બનાવવાનો હતો. સઘળા પેશ્વામાં શ્રેષ્ઠ

પેશ્વા એને ગણવામાં આવે છે. મરાઠા રાજ્ય કેમ વધારવું એ બાબતની સઘળી યોજના તેના પિતાએ ઘડી કાઢી હતી તે તેણે અમલમાં મુકી. આ ઉપરથી આપણે એટલું તો ચોક્કસ કહીએ કે તેનામાં બાહુબળ તથા મગજ શક્તિ બંને ઉંચા પ્રકારનાં હતાં. એ બંને વડે મરાઠા રાજ્યનો વિસ્તાર તે ઘણી સારી રીતે કરી શકયો. પેશ્વા તરીકે લગભગ ૨૦ વર્ષ તેણે અમલ ચલાવી ઈ. સ. ૧૭૪૦ માં તે મરણ પામ્યો.

---

## ૪૧ ત્રીજો પેશ્વા બાલાજીરાવ અને અહમદશાહ અબદલી.

### મરાઠા રાજ્યની પડતી.

બાજીરાવના મરણ પછી બાલાજી ત્રીજો પેશ્વા થયો. તેના અમલ દરમિઆન મરાઠા રાજ્ય વૃદ્ધિ પામ્યું અને ધીમે ધીમે લય પામતું ગયું. બીજા પેશ્વા બાજીરાવના વખતમાં જુદાં જુદાં મરાઠા રાજ્ય સ્થપાયાં હતાં તે તમે જાણોછો. તેઓ પેશ્વા તથા શાહુને ચક્રવર્તિ રાજા ગણવાનો ડોળ કરતા; પરંતુ વાજબી રીતે જોતાં તેઓ સઘળા સ્વતંત્રપણે વર્તતા હતા. બાલાજી ઘણો દુરંદેશી પુરુષ હતો તેથી અગાઉથી મોગલ પાદશાહ અહમદશાહ પાસેથી પોતે તેનો નીમેલો પેશ્વા છે એવી કબુલાત મંગાવી રાખી હતી, તે સઘળાને તેણે બતાવી. આથી શરૂઆતમાં તેઓ ફાવી શક્યા નહિ; પરંતુ ઈ. સ. ૧૭૪૮ માં શાહુ મરણ પામ્યો ત્યારે પેશ્વાનો સતારાની ગાદી પર બિલકુલ હક નથી એવું તેઓ કહેવા લાગ્યા. આથી બાલાજી રાજગાદી સતારાથી પૂના લઈ ગયો, અને ત્યાં અમલ કરવા લાગ્યો.

બાલાજીના વખતમાં મરાઠાનાં જુદાં જુદાં રાજ્યો ઘણાં વૃદ્ધિ પામ્યાં. રઘુજી ભોંસલેએ બંગાળા અને બિહાર કબજે કર્યાં, અને નિઝામ પાસેથી ઘણા પ્રદેશ મેળવ્યા. હોલકરે બુંદેલખંડ જીત્યું. વળી પેશ્વાએ નિઝામઅલીને ઉદગીરની લડાઇમાં હરાવ્યો અને તેની પાસેથી દોલતાબાદ, બિજાપુર, અને ઔરંગાબાદ વગેરે લઈ લીધાં. આ પ્રમાણે જુદા જુદા પ્રાંતો અને શહેરો મેળવી મરાઠાઓએ પોતાની કીર્તિ ચોમેર ફેલાવી. સર્વને એમજ લાગતું હતું કે મરાઠા આખા હિંદુસ્તાનના રાજા થઈ જશે અને મુસલમાનો હમેશને વાસ્તે તેમની મેળવેલી સત્તા ગુમાવશે. પરંતુ ચડતી પછી પડતી આવે છે એવો સૃષ્ટિનો ક્રમ છે તે મુજબ એક અણધાર્યો બનાવ બન્યો જેથી મરાઠા રાજ્ય લગભગ તુટી પડયું અને તેમની મેળવેલી સત્તા એક સ્વપ્નાની માફક પડી ભાગી.

અહમદશાહ નામે પાદશાહ અફગાનિસ્તાનમાં રાજ્ય કરતો હતો. તે દુરાની ટોળીનો હતો, તેથી તેને અહમદશાહ, દુરાની કે અબદલી કહે છે. નાદીરશાહ સાથે પ્રથમ તે દિલ્હીમાં આવ્યો હતો, અને હિંદુસ્તાનની જાહોજલાલી તેણે જાતે જોઈ હતી. વળી તેના જાણવામાં આવ્યું કે મોગલ રાજ્ય દિન પર દિન નબળું પડતું જાય છે, તેથી સિંધુ નદી ઓળંગી તે પંજાબમાં આવ્યો, પરંતુ ત્યાંના સુબેદારે તેને ખંડણી આપવાનું કબૂલ કર્યું તેથી તે પાછો ચાલ્યો ગયો. થોડા વખત પછી બીજી વાર પંજાબમાં આવ્યો, અને મોગલ પાદશાહ નબળો હતો તેથી પોતાના પુત્રને ત્યાં મૂકી પોતાને દેશ ગયો; પણ તેની ગેરહાજરીમાં ઘાઝીઉદ્દીન નામે મોગલ પાદશાહના પ્રધાને મરાઠાની મદદથી તે પુત્રને હાંકી કાઢ્યો.

આથી અહમદશાહ કાબુલથી એક મોટું લશ્કર લઈ હિંદુસ્તાન પર ચઢી આવ્યો. મરાઠાઓને હિંદુસ્તાનમાં ચક્રવર્તિ રાજા થવાની ઘણી ઉમેદ હતી તેથી તેઓ અફગાન સરદાર સામે લડવા એકઠા થયા. હિંદુ અને મુસલમાન પ્રજા વચ્ચે ઘણુંજ દારૂણ યુદ્ધ થયું. દરેક પક્ષ જાણતો હતો કે જેની હાર થશે તે હમેશને વાસ્તે પોતાનું રાજ્ય ગુમાવી બેસશે રજપૂત, પિંઢારા અને જાટ લોકો જે સઘળા હિંદુઓ હતા તેમણે મરાઠાનો પક્ષ લીધો. તે ઉપરાંત પેશ્વાની સાથે હોલકર, સિંધીઆ, ગાયકવાડ અને બીજાં મરાઠા કુટુંબ જોડાયાં. અફગાનોના પક્ષમાં રોહિલા, અને બીજી મુસલમાની કોમો ભળી.

મરાઠાના લશ્કરમાં ૫૫,૦૦૦ ઘોડેસવાર, ૧૫,૦૦૦ પાયદળ તથા ૨૦૦ તોપો હતી. અફગાન લોકોના લશ્કરમાં ૪૨,૦૦૦ ઘોડેસવાર, ૮૦,૦૦૦ પાયદળ અને ૮૦ તોપો હતી. મરાઠા લશ્કરની સરદારી સદાશિવરાવભાઉ જે પેશ્વાનો પિત્રાઈ ભાઈ થતો હતો તેને આપવામાં આવી હતી. તેની મદદમાં પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ તથા બીજા મરાઠા સરદારો હતા. રજપૂતરાજા સુરજમલે ભાઉને કહ્યું કે, " તમારા રિવાજ મુજબ ઘોડેસવારની ટુકડીથી તમે દુશ્મન પર હલ્લો કરો. હમણા પાયદળ તથા તોપોને પાછળ રહેવા દો. " પરંતુ સદાશિવરાવ ભાઉને પોતાની બુદ્ધિ વાસ્તે ઘણો ઉંચો અભિપ્રાય હતો તેથી તેની સલાહને તેણે તુચ્છકારી કાઢી. શરૂઆતમાં મરાઠા લશ્કરને વિજય મળ્યો; તેમણે દિલ્હી લીધું પણ ત્યાંનું સઘળું દ્રવ્ય અહમદશાહ લૂંટી ગયો હતો. માત્ર દરબારના દિવાન-ખાનાનું એક રૂપાનું છાપરૂં બાકી રહ્યું હતું. મરાઠા લોકોએ તે ગાળી નાખ્યું તો તેની કિંમત સત્તર લાખ રૂપીઆ માલમ પડી.

અહમદશાહના લશ્કર સાથે અયોધ્યાનો વઝીર શુજાઉદ્દૌલા જોડાયો એટલે બાજી ફેરવાઈ. પાણીપતના મેદાનમાં બંને લશ્કર સામસામાં આવી ઊભાં, પરંતુ બે મહિના સુધી ઝપાઝપી સિવાય બીજું કાંઇ થયું નહિ. અંતે મરાઠાઓનો ખોરાક ખૂટ્યો, તેથી ભૂખમરાથી મરવા કરતાં લડાઇમાં ઝંપલાવવું તેમને વધારે ડહાપણ ભરેલું લાગ્યું. તેમણે રીતસર લડાઇ શરૂ કરી, પરંતુ અફગાનો તેમના કરતાં વધારે બળવાન હતા તેથી તેમને પાછા હઠવું પડયું. વિશ્વાસરાવ બપોરે બે વાગે લડતાં પડ્યો. તેના પડતાંની સાથે આખા મરાઠા લશ્કરમાં ગભરાટ ફેલાયો. હોલકર અને બીજા મરાઠા સરદારો લડાઇના મેદાનમાંથી નાસી ગયા. મરાઠા લશ્કરમાંથી આસરે બે લાખ માણસ કપાઈ મુઆં.

એક હિંદુ શાહુકારે આ સમાચાર પેશ્વાને કાગળમાં લખી મોકલ્યા. તેમાં એવું લખ્યું હતું કે, " બે મોતીએ ગળાઈ ગયાં છે; સત્તાવીસ સોનાના સિક્કા ખોવાઇ ગયા છે, અને રૂપાના અને ત્રાંબાના તો એટલા બધા ગયા છે કે તેનો સરવાળો કરી શકાતો નથી." બાલાજી તરતજ સમજ્યો કે બે મોતી તે ભાઉ અને વિશ્વાસરાવ, સોનાના સિક્કા તે બીજા મરાઠા સરદારો, અને રૂપા તથા ત્રાંબાના સિક્કાઓ તે સિપાઇઓ. હાર થઇ તેની અસર તેના ઉપર એટલી બધી થઈ કે થોડા વખતમાં તે મરણ પામ્યો. અહમદશાહ અબદલી હિંદુસ્તાનમાં રહ્યો નહિ પણ શાહઆલમ ( બીજા ) ને ગાદી આપી પોતાને દેશ ચાલ્યો ગયો.

પાણીપતની લડાઇનું મુખ્ય પરિણામ એ આવ્યું કે મરાઠા રાજ્યની વૃદ્ધિ થતી અટકી. પેશ્વાની સત્તા તદન કમી થઇ. જુદાં જુદાં મરાઠા રાજ્યો સ્વતંત્ર પણે રાજ્ય કરવા લાગ્યાં, અને જે મરાઠાઓ એકત્ર થઈ દુશ્મનો સામે લડતા હતા તે માંહેમાંહે લડવા લાગ્યા.

## નાનાફડનવીસ.

ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવ પછી તેનો પુત્ર માધવરાવ સત્તર વર્ષની તરુણ વયે પેશ્વા થયો. એના ટુંકા કારકીર્દિ દરમિઆન મરાઠા રાજ્ય જે પાણીપતની લડાઇથી હચમચી ગયું હતું તે થોડું ઘણું ઠેકાણે આવ્યું. રામશાસ્ત્રી નામના શિક્ષક તરફથી એને ઘણા ઉંચા પ્રકારનું ધાર્મિક તથા રાજદ્વારી જ્ઞાન મળ્યું હતું- તે ઉપરાંત સખારામ બાપુ અને નાનાફડનવીસ જેવા એના ઉત્તમ સલાહકારો હતા.

બાળાજી જનાર્દન ભાનુ ઉરફે નાનાફડનવીસ ઈ. સ. ૧૭૪૧માં જન્મ્યો હતો. વીસ વર્ષની ઉંમરે તે સદાશિવરાવભાઉના લશ્કર સાથે

મા હતો અને પાણીપતની લડાઇમાં મરતો મરતો મહા મુસીબતે બચ્યો હતો. ઈ. સ. ૧૭૬૩માં માધવરાવે રાજ્યની લગામ પોતાના કાકા રઘુનાથરાવ પાસેથી હાથમાં લીધી અને તેને રાજ્ય કારભાર સોંપ્યો. ધીમે ધીમે તેની પ્રતિષ્ઠા જામી. ઈ. સ. ૧૭૭૨માં ૨૮ વર્ષની યુવાન વયે માધવરાવનું અકાળ મૃત્યુ થયું અને તેનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો. પરંતુ તે લાંબી મુદત રાજ્ય કરી શક્યો નહિ. રઘુનાથરાવના કેટલાક મળતીઆઓએ એને મારી નાખ્યો અને રઘુનાથરાવ પેશ્વા થયો. તે દરમિઆન નારાયણરાવની વિધવા ગંગાબાઈ જે સગર્ભા હતી તેણે ઈ. સ. ૧૭૭૪ ના એપ્રિલ માસમાં સવાઇમાધવરાવને જન્મ આપ્યો. આથી મરાઠા રાજ્યનાં બે પક્ષ થયા—એક રઘુનાથરાવનો અને બીજો સવાઈ માધવરાવનો. માધવરાવના પક્ષમાં સૌથી હોશિયાર અને કુનેહબાજ નાના ફડનવીસ હતો; તે તેને વફાદાર રહ્યો, અને છેવટ સુધી રઘુનાથરાવ સામે લડવામાં મક્કમ રહ્યો. પેશ્વાઈની કૂલ સત્તા તેણે પોતાના હાથમાં લીધી અને જે જે મુસીબતો તેને નડી તે સઘળી પોતાના બુદ્ધિબળથી ખસેડી.

મહાદજી સિંધીઆ પેશ્વાથી સ્વતંત્ર થવા માગતો હતો, તેને પેશ્વાની આણ માનતો કરવા નાનાફડનવીસ ઘણું મથતો હતો. અંતે ઈ. સ. ૧૭૮૭-માં મહાદજીએ ઉત્તર હિંદમાં હાર ખાધી અને નાનાને નમવાની એને ફરજ પડી. તેણે લખ્યું કે, “મારો વહેમ હવે રાખશો નહિ; આપણે બંને એક ધણીના નોકર છીએ, અને મને તમારી મદદની જરૂર છે.” આ નાનાફડનવીસની રાજનીતિની મોટી ફતેહ કહેવાય.

નાનાફડનવીસની કારકીર્દિમાં છેલ્લો મોટો બનાવ નિઝામ ઉપર મેળવેલા વિજયનો હતો. જીત મેળવ્યા પછી સવાઈ માધવરાવે કહ્યું કે, “આ નજીવી મહેનતે આપણે જીત્યા, તેમાં આટલી બધી પતરાજી શાની ? આપણી અધમ સ્થિતિ થઈ ગઈ છે તે જોઈ મને તો અફસોસ થાય છે.” પરંતુ મરાઠી ઇતિહાસમાં એ લડાઈ નોંધી રાખવા લાયક છે, કારણ કે એ વિગ્રહમાં મરાઠી સામ્રાજ્યના બ્રાહ્મણ તેમજ મરાઠા સરદારો અને જાગીરદારો નાના ફડનવીસના હુકમને માન આપી પોતપોતાની ટુકડીઓ સાથે જેટલી સંખ્યામાં હાજર થયા તેટલી સંખ્યામાં પછી કોઇપણ દિવસ એકઠા થયા નથી.

આ લડાઈથી રાજ્યના મોટા સરદારો વચ્ચે કુસંપનાં જબરાં મૂળ રોપાયાં. નાનાએ તે કુસંપ તોડવાને બનતી કોશિશ કરી પોતાનું દૂર દેશીપણું અને બુદ્ધિબળ અનેક પ્રસંગે બતાવ્યું. ઇ. સ. ૧૮૦૦માં તેનો કાળ થયો ત્યાં સુધી કુસંપ તૂટ્યો નહોતો તોપણ તેણે મરાઠી રાજ્યને—પેશ્વાઇને ઘણો

પહોંચવા દીધો નહિ. તેના મરણ પછી તરતજ પેશ્વાઈ ડોલી ઉઠી. સિંધીઆ, હોલકર વગેરે સરદારો તેની સત્તાનીચેથી નીકળી જવા લાગ્યા અને પેશ્વાને વસાઈનું તહનામું કરી. અંગ્રેજ સરકારનો આશ્રય લેવો પડયો. એ સઘળું જોતાં તે વખતના ઉત્તમ રાજદ્વારી પુરુષોમાં નાનાની ગણના કરી શકાય. એક બ્રિટિશ અમલદારે એના સંબંધમાં જે કહ્યું છે તે અક્ષરશઃ વાજબી છે. તે કહે છે કે, "નાનાફડનવીસના મૃત્યુ પછી મરાઠી રાજ્યનું ડહાપણ અને મોટાઈ હમેશને માટે જતાં રહ્યાં."

## ૪૩ મહાદજી સિંધીઆ.

સિંધીઆ કુટુંબનો સ્થાપનાર રાણોજી હતો. પ્રથમ તે પહેલા પેશ્વા બાલાજી વિશ્વનાથની નોકરીમાં એક હલકા હજુરિઆ તરીકે દાખલ થયો અને ધીમે ધીમે પોતાની હોશિયારી અને બુદ્ધિથી ઉંચી પદવીએ પહોંચ્યો. છેવટે ગ્વાલિઅરમાં પેશ્વાથી સ્વતંત્ર રાજ્ય તેણે સ્થાપ્યું અને ઇ. સ. ૧૭૫૦ માં મરણ પામ્યો.

રાણોજીના કુટુંબથી મહાદજી સિંધીઆ ઉતરી આવેલો હતો. તે ઘણો બહાદુર, શાણો અને ખુશ મિજાજી હતો. પહેલા મરાઠી વિગ્રહ દરમિઆન પોતાની કુશળતા તેણે અંગ્રેજોને બતાવી અને સાલબાઇની સંધિથી એને ભરૂચ મળ્યું. ત્યાર પછી રજપૂતો પાસેથી તેણે ખંડણી મેળવી, અને દિવસે દિવસે એની સત્તા એટલી બધી જામી કે મોગલ પાદશાહ આલમશાહ બીજાને તેનો આશરો લેવો પડયો અને દિલ્હી તથા આગ્રા તેના હાથમાં ગયાં. ઇ. સ. ૧૭૯૦ માં મોગલ પાદશાહ પાસેથી પેશ્વા માટે "વકીલે મુતાલિકની" વંશ પરંપરાની સનદ મેળવીને મહાદજી પૂના આવ્યો. સત્તર વર્ષના સવાઇ માધવરાવે મોગલ પાદશાહના આપેલા ઇલકાબ ધારણ કર્યા તે વખતે ભપકા અને દબદબાથી આખું દક્ષિણ ગર્વ અને આનંદથી ગાજી રહ્યું. છેવટે દરબાર ભરી પેશ્વાએ મહાદજીને દિલ્હી ખાતેના વંશપરંપરાના પ્રતિનિધિ તરીકે પોશાક એનાયત કર્યો, તે પ્રસંગે સિંધીઆએ પોતાના પૂર્વજોની હલકી પદવીનું સ્મરણ કરાવી પેશ્વાસરકારનાં પગરખાં પણ ઉપાડયાં.

મહાદજી પેશ્વા સરકારને ચક્રવર્તિ રાજા તરીકે સ્વીકાર્યાનો માત્ર ડોળ કરતો હતો. એનો મુખ્ય ઉદ્દેશ તેનાથી સ્વતંત્ર થવાનો તથા નિરંકુશ રીતે પોતાના રાજ્યમાં અમલ કરવાનો હતો. નાનાફડનવીસથી એની રાજનીતિ જુદીજ હતી. એનું ચારિત્ર્ય બળ અને દ્દઢતા એવા હતાં કે જે કોઇ

પણ તેના સમાગમમાં આવતો તે ચકિત થઇ જતો. તેમ માણસ માણસમાં તે ભિન્નભાવ રાખતો નહિ. સર્વને સરખા ગણી તેમની તે કદર કરતો. ઇ. સ. ૧૭૯૪ માં તે મરણ પામ્યો.

એના પછી દોલતરાવ સિંધીઆ થયો. તે અંગ્રેજ સરકાર સાથે સલાહ કરી મિત્રાચારીથી વર્તવા લાગ્યો. અત્યારે ગ્વાલિઅરમાં મહારાજા માધુરાવ ગાદીએ બિરાજે છે. તેઓશ્રી બ્રિટિશ સરકારના આશ્રય તળે પોતાનું રાજ્ય ચલાવે છે અને પ્રજાના તથા લોક કલ્યાણના હિતમાં સાદું જીવન ગાળે છે. હાલના ચાલતા મહાન યુરોપીઅન વિગ્રહમાં તેમણે ઘણી સારી સેવા બજાવી છે. તેઓ વિદ્યાવિનોદી છે; તેમની કદર જાણી કેમ્બ્રિજ યુનીવર્સિટિએ એલ. એલ. ડી. ની માનવંતી ડીગ્રી તેમને બક્ષી છે. પોતાના રાજ્યનો કારભાર "મજલિસે ખાસ" નામની કૌંસિલના પાંચ સભાસદોની મદદથી તેઓ ઘણી ઉત્તમ પ્રકારે ચલાવે છે. તેમના રાજ્યમાં ઔદ્યોગિક પ્રગતિ ઘણી માલમ પડે છે. ઠામ ઠામ રૂ કાંતવાનાં કારખાનાં દેખાય છે અને કેટલેક સ્થળે લુગડાં વણવાની મીલોમાં સારૂં કામ કરવામાં આવે છે. ચંદેરીમાં ઘણા ઉંચા પ્રકારની મલમલીન બને છે. આ ઉપરાંત ચામડાનો રોજગાર પણ ત્યાં સારો છે.

---

## ૪૪. અહલ્યાબાઇ અને તુકાજી હોલ્કર.

બાલાજી વિશ્વનાથના વખતમાં મલ્હારરાવ નામે એક ભરવાડનો છોકરો બહાર પડી આવ્યો. તેણે પેશ્વાપર ઘણી સારી છાપ પાડી અને ઇ. સ. ૧૭૩૩ માં ઇંદોરમાં ચોથ ઉઘરાવવા તેને મોકલવામાં આવ્યો. ત્યાં આગળ એના વંશજો ધીમે ધીમે પેશ્વાથી સ્વતંત્ર થયા અને તેમણે એક જુદી ગાદી સ્થાપી. એ રાજ્ય કર્તાઓ હોલ્કરના નામે ઓળખાય છે, અને હાલ પણ ઇંદોરમાં રાજ્ય કરે છે.

અહલ્યાબાઇ મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવની વિધવા હતી. પોતાના સ્વામીનો સ્વર્ગવાસ થવાથી ઇંદોરની રાજ્ય સત્તા તેના હાથમાં આવી. આ પરાક્રમી અને વિવેકી સ્ત્રીએ પ્રજા સંતોષ પામે અને રાજ્યની સઘળે પ્રતિષ્ઠા વધે એવી રીતે ત્રીસ વર્ષ સુધી ઇંદોરનો કારભાર ચલાવ્યો. દરમિઆન તેને કેટલીક મુસીબતો વેઠવી પડી, પણ પોતાના સલાહકાર તરીકે તુકાજી હોલ્કર નામના વીર અને ઠરેલ પુરુષને તેણે પસંદ કર્યો, અને તેની મદદથી રાજ્ય ઘણી ઉત્તમ રીતે ચલાવ્યું. પ્રજામાં સુખ સંતોષ વ્યાપી રહ્યાં.

એ બે જણના કારભારની ઇતિહાસકારોએ બહુ પ્રશંસા કરી છે. રાજ્યનું હિત સમાયું હોય એવી દરેક જાહેર બાબત વિષે તુકાજી અહલ્યાબાઇની સલાહ લઇ વર્તતો અને મોટા મોટા અધિકારીઓ તો અહલ્યાબાઇ જાતેજ નીમતી. તે ઘણી પવિત્ર અને ધર્મિષ્ઠ હતી. તે એવી વખતસર કામ કરનાર અને ચપળ હતી, કે સર્વ પ્રકારની રાજકીય બાબતો પર લક્ષ આપવાને તેને જોઇતો અવકાશ મળતો. બપોરના બેથી ૭ વાગતાં સુધી અને રાતના નવથી અગિઆર વાગતાં સુધી નિયમસર રાજકાર્ય કરતી. પરરાજ્યો સાથે એણે એવો તો મૈત્રીનો સંબંધ રાખ્યો હતો, કે તેની કારકીર્દિમાં એકજ પ્રસંગે તેના રાજ્ય પર ચઢાઇ થઇ હતી.

તેણે ઇંદોર ગામને એક ભવ્ય અને રમણીય નગર બનાવ્યું; નગરના રક્ષણ અર્થે કેટલાક કિલ્લા બંધાવ્યા. રાજકારભારનો શ્રમ અને પોતાની પુત્રીના મરણના શોકને લીધે અહલ્યાબાઇ ૬૦ વર્ષની વયે દેવલોક પામી. તે આનંદી સ્વભાવની હતી, અને ક્વચિતજ ગુસ્સે થએલી જણાતી. તે ભણેલી હતી અને અત્યંત સાદી રીતે રહેતી.

અહલ્યાબાઇ પછી જસવંતરાવ અને મલ્હારાવ હોલ્કર ઇતિહાસમાં પ્રખ્યાત થઇ ગયા છે. તેઓ અંગ્રેજ સરકાર સાથે લડયા, પરંતુ તેમાં તેમનો પરાજય થયો અને તેમને સંધિ કરવી પડી. મલ્હારરાવ હોલ્કર ઈ. સ. ૧૮૩૩ માં મરણ પામ્યો.

હાલના હોલ્કર મહારાજા તુકોજીરાવ છે, તેઓ વફાદારીથી બ્રિટિશ સરકારની છાયામાં રહી પોતાનો અમલ ચલાવે છે, ઇ. સ. ૧૯૦૩ માં તેમના પિતા શિવાજી તેમના લાભમાં ગાદીપરથી વાનપ્રસ્થ થયા, પરંતુ સગીર વયને લીધે તેઓશ્રી પોતે રાજ્યના કામ પર ધ્યાન આપી શકયા નહિ, એમનો પોતાનો અમલ સને ૧૯૧૧ ના નવેંબર માસથી શરૂ થાય છે, રાજ્યનો કારભાર પોતેજ ચલાવે છે પણ મદદમાં પોતાના મુખ્ય પ્રધાન અને પાંચ સભ્યોને રાખે છે, એમના રાજ્ય દરમિઆન આખા રાજ્યની ઉપજમાં ઘણો વધારો થયો છે, હાલ આવક ૮૫ લાખ આશરે ધારવામાં આવે છે,

---

## ૪૫. રાઘોજી ભોંસલે અને ગાયકવાડ.

ભોંસલે કુટુંબનો સ્થાપનાર પરસોજી ભોંસલે હતો. પેશ્વાના હુકમથી તે વરાડ પ્રાંતની મહેસુલ ઉઘરાવતો. એના પિત્રાઇએ રાજપદ ધારણ

કર્યું અને નાગપુરમાં ભોંસલેની ગાદી સ્થાપી. એનું નામ રાઘોજી હતું રાઘોજી બીજાએ ઇ. સ. ૧૭૭૨ થી ઈ. સ. ૧૮૧૬ સુધી રાજ્ય કર્યું એના રાજ્ય દરમિઆન એણે બ્રિટિશ સરકાર સાથે બાથ ભીડી, પરંતુ તેમાં તે નિષ્ફળ થયો અને દેવગામ આગળ તેને સલાહ કરવી પડી. એના વંશજો એક પછી એક ગાદીએ આવ્યા પરંતુ તેમણે પોતાના કોલકરાર પાળ્યા નહિ અને રૈયતને ઘણું વેઠવું પડતું હતું. અંતે રાઘોજી ( બીજો ) નો પૌત્ર રાજગાદી પર બેઠો, પરંતુ ઇ. સ. ૧૮૫૩માં તે બિનવારસ મરણ પામ્યો તેથી તે વખતના ગવર્નર જનરલ ડેલહાઉસિએ તેનો મુલક ખાલસા કર્યો, અને બ્રિટિશ સંસ્થાન સાથે જોડી દીધો. અત્યારે તે પ્રદેશ 'મધ્ય પ્રાંત અને વરાડ' ના નામથી ઓળખાય છે. નાગપુરમાં ચીફ કમિશનર નીમવામાં આવે છે તે આખા પ્રાંતની વ્યવસ્થા કરે છે.

ગાયકવાડ કુટુંબનો સ્થાપનાર પ્રથમ પુરુષ દામાજી નામે હતો. હોલ્કર અને સિંધીઆની પેઠે તે પણ પ્રથમ પેશ્વાની નોકરીમાં જોડાયો હતો તેના મરણ પછી તેનો ભત્રિજો પિલાજી મરાઠી લશ્કરનો સેનાપતિ થયો અને ધીમે ધીમે ગાયકવાડ કુટુંબ આગળ પડતું ગયું. દામાજી બીજાના એક પૌત્રે બ્રિટિશ સરકાર સાથે ઇ. સ. ૧૮૦૫માં સહાયકારી શરત કબૂલ કરી અને સને ૧૮૫૭ના બળવા દરમિઆન ખંડેરાવ ગાયકવાડે બ્રિટિશ સરકારને ખરા અંતઃકરણપૂર્વક મદદ આપી.

ઇ. સ. ૧૮૭૦ માં મલ્હારરાવ ગાયકવાડ વડોદરામાં ગાદી નશીન થયા. ત્યાર પછી હાલના નામદાર ગાયકવાડ સયાજીરાવ જેઓ દામાજીના વંશમાંથી ઉતરી આવેલા છે તેઓ ગાદીપર આવ્યા. તેમની તરુણ અવસ્થામાં રાજ્યકારભાર ચલાવવા સર. ટી. માધવરાવને નીમવામાં આવ્યા. વડોદરાનું રાજ્ય હિંદુસ્તાનનાં દેશી રાજ્યમાં ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે, તેનું મુખ્ય કારણ એજ છે કે નામદાર ગાયકવાડ પોતેજ ઘણા વિચારશીલ અને વિદ્વાન રાજકર્તા છે. તેમણે ઇંગ્લંડ, અમેરિકા, જાપાન વગેરે સુધરેલા દેશોમાં સફર કરી છે અને ત્યાંની વિદ્યા વગેરે શીખી પોતાની રૈયતને તેનો લાભ આપે છે. પોતાના રાજ્યમાં હુન્નરકળા, વિજ્ઞાન અને કેળવણીનો પ્રચાર થાય એટલા માટે તેમણે ઘણી સંસ્થાઓ ખોલી છે. ત્યાં ઘણું ઉત્તમ પ્રકારનું શિક્ષણ અપાય છે અને તેનો લાભ તેમની પ્રજા ઉપરાંત અન્ય પુરુષો પણ લે છે.

વળી બ્રિટિશ રાજ્ય પદ્ધતિને અનુસરીને તેમણે રાજકારોબારી મંડળો સ્થાપ્યાં છે અને પ્રજાની સંમતિથી સઘળો કારભાર ચાલે છે. સાંસા-

રિક અને સામાજિક સવાલો ઉપર તેઓ ઘણું સારૂ લક્ષ આપે છે અને પોતાની રૈયતની શારીરિક, માનસિક, તથા આર્થિક સ્થિતિ સુધારવા બનતા પ્રયત્ન કરે છે. બાળલગ્ન એજ દેશની પ્રગતિને હાની કર્તા છે એમ સમજી એમણે બાળલગ્નનો પ્રતિબંધ કર્યો છે. હલકી વર્ણના લોકને કેળવણી આપવામાં તેઓ ઘણો શ્રમ વેઠે છે. ટુંકામાં કહીએ તો ગુજરાતમાં વડોદરાનું રાજ્ય ઘણું આબાદ છે.

## ૪૬. રૉબર્ટ ક્લાઇવ, અને શરૂઆતની જિંદગી.

જે અરસામાં નાદીરશાહ હિંદુસ્તાન પર ચઢી આવ્યો અને અહમદશાહ અબ્દલી અને મરાઠા વચ્ચે દિલ્હીના રાજ્ય વાસ્તે યુદ્ધ મચી રહ્યું હતું તે પહેલાં અંગ્રેજ, ફ્રેંચ અને ડચ લોકો હિંદુસ્તાન સાથે વેપાર કરવાના હેતુથી હિંદુસ્તાનના કિનારા પર આવવા લાગ્યા હતા. ઈંગ્લંડની રાણી ઇલિઝાબેથના વખતમાં હિંદ સાથે વેપાર કરવા માટે ઈસ્ટ ઇંડિઆ કંપની પ્રથમ સ્થાપવામાં આવી હતી. આથી અંગ્રેજ લોકોએ ધીમે ધીમે હિંદુસ્તાનમાં પશ્ચિમ કિનારા પર સુરત અને મુંબઇમાં પોતાની કોઠી કરી અને હાલ જ્યાં મદ્રાસ અને કલકત્તા છે ત્યાં શાહજહાન અને ઔરંગઝેબના રાજ્ય દરમિઆન તેમણે થાણાં સ્થાપ્યાં. યુરોપીઅન પ્રજાનો મુખ્ય ઉદ્દેશ વેપાર કરવાનો હતો, પરંતુ હિંદનાં જુદાં જુદાં રાજ્યો માંહોમાંહે લડતાં જોઇ તેઓ તેમની લડાઇમાં સામેલ થયા. આ લડાઇઓમાં ઇંગ્લંડ તરફથી ભાગ લેનાર મુખ્ય પુરુષ રૉબર્ટ ક્લાઇવ હતો.

આ મહાન પુરુષનો જન્મ ઈંગ્લંડમાં ઇ. સ. ૧૭૨૫માં થયો હતો. તેનું વિદ્યાર્થીજીવન નિરાશા ઉપજાવે એવું હતું. નિશાળમાં વિદ્યાભ્યાસ તરફ તેને અભાવ હતો અને પોતાના સહાધ્યાયી ઉપર અમલ કરવામાં તે ઘણો આનંદ લેતો હતો. પોતાની સમાન વયના છોકરાઓની ટોળી બનાવી તેમનો સરદાર થઇ શિક્ષકવર્ગ તથા શહેરના લોકોને બહુ ત્રાસ આપતો. આથી શિક્ષકો તેનાથી બહુ કંટાળતા અને જેમ બને તેમ જલદીથી તે શાળામાંથી જાય એવું ઇચ્છતા હતા.

તેનાં પિતાને તેને વાસ્તે બહુ ચિંતા થયાં કરતી હતી. તે કહેતો કે "મારે આ છોકરાનું શું કરવું? એ ખરેખર મૂર્ખ છે." જવાબમાં એના એકાદ મિત્રે કહ્યું, "તમે એને અહીંથી હિંદુસ્તાન મોકલાવી દો; ત્યાં આગળ એને માથે પડશે એટલે આપોઆપ સુધરી જશે." આથી એના

પિતાએ એને ઇસ્ટ ઇંડિઆ કંપનીમાં એક કારકુન તરીકે મોકલી આપ્યો, પણ તે કામ તેને નીરસ લાગ્યું અને પોતાની જિંદગીથી તે એટલો બધો કંટાળી ગયો કે એક વખતે આપઘાત કરવા તૈયાર થયો. મેજ ઉપરથી તેણે એક પિસ્તોલ લીધી, અને પોતાના સામી તાંકીને ફોડી; પરંતુ ભાવી બળવાન છે. પિસ્તોલ ફૂટી નહિ અને તે આવા અફળ મૃત્યુથી બચ્યો. તેણે કહ્યું કે " હું કાંઇ સારા કામ વાસ્તેજ સરજાએલો છું માટે આત્મહત્યાની કશી જરૂર નથી."

લશ્કરી ખાતામાં નોકરી કરવા કલાઇવને બહુ ઉત્કંઠા હતી અને તેમાં દાખલ થવા અવકાશ શોધ્યા કરતો હતો. એટલામાં ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે લડાઈ સળગી. આથી કલાઇવને આર્કોટ શહેરપર ઘેરો ઘાલવા મોકલવામાં આવ્યો. ત્યાં એણે ઘણી બહાદુરી બતાવી અને એની યુદ્ધકળાની નિપુણતાથી સઘળા સંતોષ પામ્યા. દેશી સિપાઇઓ તેની અડગ હિંમત અને દૃઢ નિશ્ચય જોઇ છક થઇ ગયા અને તેના તરફ ઘણા માનની લાગણીથી જોવા લાગ્યા. આર્કોટના ઘેરા પછી એની તબીયત બગડી અને તે સુધારવાને ઈ. સ. ૧૭૫૩ માં તે ઇંગ્લંડ ગયો.

---

## ૪૭. કલાઇવ અને સિરાજ–ઉદ્–દૌલા.

ઈસ્ટ ઇંડિઆ કંપનીનો કિલ્લો કલકત્તામાં હતો, તે કંપનીના અમલદારોએ સમારવા માંડ્યો. બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલાએ તેમ કરવા તેમને મના કરી. પરંતુ તેમણે માન્યું નહિ. આથી સિરાજ–ઉદ્–દૌલા ગુસ્સે થયો અને તેણે કલકત્તા ઉપર હુમલો કર્યો. એકવીસમી જૂનને પાછલે પહોરે કિલ્લો સર થયો, અને કંપનીના માણસોમાંના અમલદારો, સિપાઇઓ વગેરે ૧૪૬ અંગ્રેજોને એકવીસ ચોરસ ફૂટથી પણ નાની અને માત્ર બે નાનાં જાળીઆંવાળી કોટડીમાં પૂરવામાં આવ્યા. નવાબના સિપાઇઓએ તેમને બળાત્કારે પુરીને બારણું દઇ દીધું. સવારે જ્યારે આ કારાગૃહ ઉઘાડવામાં આવ્યું ત્યારે ૧૨૩ જણ મરી ગએલા માલમ પડયા. જે બાવીસ પુરુષ અને એક સ્ત્રી જીવતાં નીકળવા પામ્યાં, તે પણ મરણતોલ સ્થિતિમાં હતાં.

કેટલાકનું એવું કહેવું છે કે આ ઘાતકી કૃત્ય વાસ્તે સિરાજ–ઉદ્–દૌલા જવાબદાર નહોતો. તેના સિપાઇઓએ પોતેજ આ નાનો સરખો

અંધારો ઓરડો શોધી કાઢયો હતો અને કેદીઓને વગર વિચારે તેમાં પૂર્યા હતા. વળી હાલ કેટલાક એવો મત પણ ધરાવે છે કે ઉપર વર્ણવેલી વાત માત્ર કલ્પિતજ છે. આવું અઘોર કૃત્ય થયુંજ નહોતું. ગમે તેમ હોય તો પણ એ વાત તો સિદ્ધજ છે કે કલાઇવ ઇંગ્લંડથી અહીં આવ્યો કે તરત-જ તેને બંગાળામાં સિરાજ-ઉદ્-દોલા સાથે લડવા જવું પડયું.

નૌકાધિપતિ વૉટસન અને સરદાર કલાઈવ અકટોબર માસમાં મદ્રા-સથી નીકળ્યા. સને ૧૭૫૭ ના જાન્યુઆરીમાં તેમણે કલકત્તા પાછું લીધું. સિરાજ-ઉદ્-દોલા બિન અનુભવી હતો અને પોતાના અમલદારો, સિપા-ઇઓ વગેરેનો પ્રેમ કેમ મેળવવો તે બાબત અજ્ઞાત હતો. તે તેમને હેરાન-ગતી આપતો હતો તેથી તેઓ સઘળા તેનું કાસળ કાઢવા તત્પર થયા, અને તેની સામે તરકટ રચ્યું. આ કાવતરામાં કલાઇવ પણ જોડાયો, અને નવાબના સેનાપતિ મીરજાફરને બંગાળાનો નવાબ બનાવવાનું વચન આપી તેની મદદ મેળવી.

આ પ્રમાણે સઘળી તૈયારી કરી કલાઇવ લશ્કર લઈ નવાબની સામે ઉપડયો. નવાબનું લશ્કર ઘણું મોટું હતું. તેમાં ૫૦,૦૦૦ પાયદળ અને ૧૮,૦૦૦ ઘોડેસવાર હતા. કલાઇવ પાસે માત્ર ૩,૦૦૦ સિપાઇ તથા થોડી તોપો હતી. આવી પ્રતિકૂળ સ્થિતિ છતાં તે જરા પણ હિંમત હાર્યો નહિ. એના લશ્કરમાં લડાઇ ક્યારે શરૂ કરવી એ બાબત મતભેદ હતો. કેટલાકનું કહેવું એવું હતું કે આવા મોટા લશ્કર સામે લડાઇમાં ઉતરવું ઘણું ભૂલ ભરેલું છે, અને તેમાં કોઇ પણ પ્રકારે લાભ થવા સંભવ નથી. બીજાઓ એમ માનતા હતા કે તાત્કાળિક હુમલો કરવામાંજ હિત સમાએલું છે. જે વખત જાય છે તે નકામો જાય છે. કલાઇવે બંને મત ઉપર ઘણી દીર્ઘ દૃષ્ટિથી વિચાર કર્યો અને અંતે એજ નિર્ણય પર આવ્યો કે હવે વધારે વખત થોભવામાં લાભ નથી.

બંને લશ્કર પ્લાસીની રણભૂમિમાં સામસામાં ગોઠવાઈ ગયાં. લશ્કરો ભેગાં થતાં તોપોનો મારો શરૂ થયો પણ બપોરે એક સખત ઝાપટું પડયું તેથી નવાબનો દારૂગોળો નકામો થયો. તેનું લશ્કર ઘણું મોટું હતું પણ તેના સિપાઇઓ અંગ્રેજ સિપાઇઓ જેવા કેળવાયેલા નહોતા. આથી તેનું લશ્કર વીખરાઈ ગયું અને કલાઈવને ફતેહ મળી. નવાબ રણક્ષેત્રમાંથી નાસી ગયો, પરંતુ રસ્તામાં પકડાયો અને મીરજાફરના છોકરા મીરાને તેને મારી નાંખ્યો.

ત્યાર પછી કલાઇવે બંગાળામાં ડચ તથા ફ્રેંચ લોકોની સત્તા નબળી

પાડી અને હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો. ઈ. સ. ૧૭૬૦ માં એક વાર ફરીથી તે સ્વદેશ ગયો. ત્યાં તેની ઘણી પ્રશંસા થઇ. તેને અમીરનો ઇલકાબ એનાયત કરવામાં આવ્યો અને બંગાળાના ગવર્નર તરીકે તેની નિમણુક થઈ. હિંદુસ્તાનમાં આવી તેણે ઇસ્ટ ઇંડિઆ કંપનીના કારભારમાં ઘણાં સુધારા કર્યા. વળી મોગલ પાદશાહ શાહઆલમ પાસેથી બંગાળા, બહાર અને ઓઢિઆની દિવાનીની સનદ મેળવી; પરંતુ થોડાજ વર્ષમાં પોતાની નાદુરસ્ત તબીઅતને લીધે એને ઇંગ્લંડ પાછા જવું પડ્યું. ત્યાં એના કેટલાક દુશ્મનોએ એની હિંદુસ્તાનની રાજનીતિ બાબત કેટલાક આક્ષેપો મૂક્યા; પરંતુ એણે ઘણી બહાદુરીથી પોતાનો બચાવ કર્યો અને પોતાનું નિર્દોષપણું સાબિત કર્યું. અંતે ઇ. સ. ૧૭૭૪ માં આપઘાત કરી તે મરણ પામ્યો.

લૉર્ડ કલાઇવ બેશક એક બહાદુર લડવૈયો હતો. પ્લાસીના યુદ્ધ દરમિઆન એણે ઘણી સમયસૂચકતા વાપરી. નીચી પાયરીમાંથી ઉંચી પદવીએ પહોંચી માણસ શું કરી શકે છે એ કલાઇવના જીવનચરિત્ર ઉપરથી આપણે જાણી શકીએ છીએ.

---

## ૪૮. વૉરન હેસ્ટિંગ્સ અને તેનો હિંદનો અમલ.

ઈ. સ. ૧૭૩૨ ના ડીસેમ્બર માસની છઠ્ઠી તારીખે ઇંગ્લંડના એક ગામમાં વૉરન હેસ્ટિંગ્સનો જન્મ થયો હતો. એનું કુટુંબ ઘણું ગરીબ હતું અને એના દાદાએ પોતાની જેટલી જમીન હતી તે સઘળી પોતાનું કરજ પતાવવા એક વેપારીને વેચી દીધી હતી. આથી બાળક વૉરન ઘણો દિલગીર રહ્યા કરતો હતો. એક દિવસે પાછલે પહોરે પોતાના ગામની નદીના કિનારા પર તે સૂતો હતો એટલામાં અનાયાસે તેના મુખમાંથી નીચેના શબ્દ નીકળ્યા; " મને મોટા થવા દો; મારા બાપદાદાની ગુમાવેલી મિલકત હું જરૂર પાછી મેળવીશ. " આગળ જતાં તમે વાંચશો કે આ નાના છોકરાના મોઢામાંથી નીકળેલા શબ્દ પુરેપુરા ખરા પડયા.

હેસ્ટિંગ્સના કાકાએ એને ઘણી કુમળી વયે ઇંગ્લંડની એક નામીચી શાળામાં વિદ્યાભ્યાસ કરવા મૂકયો હતો. ત્યાં અભ્યાસમાં તે ઘણો આગળ વધ્યો અને પોતાના સહાધ્યાયીમાં ઘણો ઉંચો નંબર રાખવા લાગ્યો. આથી તેના શિક્ષકો તેનાપર ઘણાજ પ્રસન્ન રહેતા અને તેના ઉદ્યોગ અને ખંતની તારીફ કરતા. શાળાની દરેક પ્રકારની હરીફાઇની રમતોમાં તે ઉત્સાહ ભર્યો

ભાગ લેતો અને તરવામાં, હોડી હંકારવામાં અને એવા અનેક અંગકસરતના અખ્તરામાં તે દીપી નીકળતો.

દૈવયોગે તેનો કાકો એ અરસામાં દેવલોક પામ્યો, અને ઇસ્ટ ઇંડિઆ કંપનીનો એક ડિરેક્ટર જે તેનો દૂરનો સગો હતો તે તેનો વાલી થયો. તેણે તેને શાળામાંથી ઊઠાડી લીધો અને થોડું ઘણું હિસાબ તથા નામાનું જ્ઞાન આપી તેને કલકત્તે વિદાય કર્યો. કલકત્તા જતી વખતે તેણે મનમાં સંકલ્પ કર્યો, કે "હિંદુસ્તાન જઇ હું ઘણી મહેનત કરીશ, મારા પગારમાંથી જે કાંઈ બચશે તેટલું સંઘરીશ અને ઇંગ્લંડ પાછો આવી મારા બાપની જમીન પાછી મેળવીશ." કલકત્તે આવી એક કારકુન તરીકે તેણે પોતાની જિંદગી શરૂ કરી. પોતાનું કામ એકનિષ્ઠાથી કરી નવરાસનો વખત બંગાળી ભાષાનું જ્ઞાન મેળવવામાં તે ગાળતો. આ પ્રમાણે ઘણી કાળજી અને ખંતથી તે ધીમે ધીમે ઉંચી પદવીએ પહોંચ્યો. અંતે કલકત્તા કોંસિલના એક સભ્ય તરીકે તેની નિમણુક કરવામાં આવી. દરમિઆન થોડા ઘણા પૈસા તેણે એકઠા કર્યા, અને ઇ. સ. ૧૭૬૪ માં તે પોતાને વતન ગયો. પરંતુ કંપનીના ડિરેક્ટરો એની ટુંકી કારકીર્દિથી એટલા બધા પ્રસન્ન થયા હતા કે ઇ. સ. ૧૭૭૨ માં બંગાળાના ગવર્નર તરીકે તેની નિમણુક કરી બીજીવાર તેને હિંદુસ્તાન મોકલ્યો.

બંગાળાના ગવર્નર તરીકે કંપનીની રાજનીતિમાં તેણે ઘણા સુધારા કર્યા. ન્યાયને વાસ્તે તેણે અદાલતો સ્થાપી અને હિંદુ તેમજ મુસલમાન લોકોને અનુકૂળ આવે એવા કાયદા ઘડી કાઢ્યા. તે ઉપરાંત કંપનીની આવકમાં વધારો કરી આપ્યો. આથી કંપનીના ડિરેક્ટરો તેના પર ઘણાજ ખુશી થયા અને ઈ. સ. ૧૭૭૪ માં તેને બ્રિટિશ હિંદુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ નીમ્યો.

ગવર્નર જનરલનો હોદ્દો ઘણો જોખમ ભરેલો હોય છે. ગવર્નર જનરલ તરીકે હેસ્ટિંગ્સને કંપનીના વેપાર રોજગાર પર ધ્યાન આપવાનું હતું એટલું જ નહિ પણ બંગાળા અને આખા બ્રિટિશ હિંદની વહીવટ કરવાનું હતું. શરૂઆતમાં આ કામમાં તેને ઘણી મુસીબતો વેઠવી પડી. રાજકારોબારી મંડળમાંના સભ્યો તેની સાથે સલાહ સંપથી વર્તતા નહોતા. હંમેશ એક મત થઇ તેઓ તેની દરેક દરખાસ્ત ઉરાડી દેતા અને તેના કામમાં વિક્ષેપ નાખવામાં જ સંતુષ્ટ રહેતા. સભામાં ફિલિપ ફ્રાન્સિસ નામનો એક સભ્ય હેસ્ટિંગ્સનો કટ્ટો દુશ્મન હતો. એક વખતે ફ્રાન્સિસે આપેલું વચન ભંગ કર્યું ત્યારે હેસ્ટિંગ્સે સભાના કારભારના પુસ્તકમાં તે

બાબત નોંધ લીધી. આથી ફ્રાન્સિસ ઘણો ગુસ્સે થયો અને પોતાના દેશના રિવાજને અનુસરીને તેણે તેને દ્વંદ્વ યુદ્ધ કરવા આમંત્રણ કર્યું. યુદ્ધમાં પોતે ઘવાયો, તેથી ઇંગ્લંડ જઇ ત્યાંની પ્રજાને હેસ્ટિંગ્સ વિરૂદ્ધ તે ઉશ્કેરવા લાગ્યો. તેનું કેવું વિપરીત પરિણામ આવ્યું તે હવે પછીની વાર્તામાં તમે વાંચશો.

ફ્રાન્સિસ ગયા પછી હેસ્ટિંગ્સ સ્વતંત્ર રીતે રાજ્ય કરી શક્યો. મરાઠા અને હૈદરઅલી જે સર્વોપરી સત્તા વાસ્તે મથતા હતા તેમને વિગ્રહમાં હરાવ્યા અને ત્યાર પછી રાજ્ય કારભારમાં સુધારા વધારા કરવા માંડ્યા. તેની ઉંમર તે વખતે ૫૩ વરસની હતી. અથાગ મહેનતને લીધે તેનું શરીર કથળી ગયું તેથી પોતાના હોદ્દાનું રાજીનામું આપી તે ઇંગ્લંડ જવા માટે ઉપડી ગયો.

---

## ૪૯. હેસ્ટિંગ્સ અને ઈંગ્લંડમાં તેની સામે ચાલેલો મુકદ્દમો.

હેસ્ટિંગ્સની હિંદુસ્તાનની રાજનીતિ તદ્દન દોષ રહિત હતી કે નહિ તે આપણે બરાબર કહી શકતા નથી. તે કાંઇ દેવ નહોતો, પરંતુ એક મનુષ્ય હતો. મનુષ્ય માત્રમાં ગુણ દોષ છે. તે પ્રમાણે તેનામાં પણ હોય તો તેમાં કાંઇ બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. પરંતુ એટલું તો આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે જેવી સ્થિતિમાં એણે હિંદુસ્તાનનું રાજ્ય ચલાવ્યું તેવી સ્થિતિમાં કોઈ બીજો પુરુષ ચલાવી શક્ત નહિ. તેની અડગ હિંમત અને ધૈર્ય વાસ્તે તેને ધન્યવાદ ઘટે છે.

તે ઈંગ્લંડ પહોંચ્યો ત્યારે કંપનીના ડિરેક્ટરો, રાજા, પ્રધાન અને પ્રજાએ તેની હિંદની વિજયી કારકીર્દિ વાસ્તે તેને અભિનંદન આપ્યું, અને સર્વ ઠેકાણે તેની સ્તુતિ થવા લાગી. પોતાના બાપદાદાની ગુમાવેલી જમીન તેણે પાછી મેળવી અને પોતાના દિવસો સુખચેનમાં ગાળવા લાગ્યો. પરંતુ તેના દુશ્મનોએ અને મુખ્યત્વે કરીને ફિલિપ ફ્રાન્સિસે તેનાપર લગભગ ૨૦ આરોપો મૂક્યા. તેઓ એમ સાબિત કરવા માગતા હતા કે હેસ્ટિંગ્સે હિંદના લોકને લૂંટ્યા છે, ઠગ્યા છે, તેમની સામે ક્રૂરતા વાપરી છે, જુલમ ગુજાર્યો છે અને એવાં એવાં અનીતિનાં કામ કર્યાં છે કે તેનું યથાસ્થિત વર્ણન કરવાને અંગ્રેજી ભાષામાં પૂરતા શબ્દ નથી.

